# કબીર સાબ

નાટક—ગાયનો.

'શ્રી દેશી નાટક સમાજ" માટે

પ્રસિદ્ધ કરતા,

ઝવેરી-ચંદુલાલ દલસુખરામ ઘોળશાજી.

આવૃતિ, નકલ.

મુંબઈ.
સુબોધિની પ્રીંટીંગ પ્રેસમાં ભગવાનલાલ ત્રાભુવને માલેકને
માટે છાપ્યું બજારગેટ કોટ મુંબઇ

કીંમત ૨ આના.

ૐ

શ્રીપરમાત્મને નમઃ

# કબીરસાબ—નાટકનો ટુંકસાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

પ્રવેશ ૧ લો૦—વૈકુંઠમાં શ્રીવિષ્ણુ લક્ષ્મિ સમક્ષ દેવપરિઓનો નાચ, ભકતનો મહિમા, નારદ આગમન, મૃત્યુલોક ચરિત્ર વર્ણન, કબીર ભકિતની પ્રસંશા અને ઉત્પતિનુ અલૌકિક બ્યાન, બાદ દિવ્ય રાસ.

પ્રવેશ ૨ જો૦—કાશીમાં કબીર ઘર, સાધુ સાથે ભજનગાતાં કબીરનું આવવું; નિમાની વાત્ત ચીત, કબીરનો મકમ વિચાર, સાધુ સોબત અને ભજનથી થતા અલભ્ય લાભનું વિવેચન, નિમાનો અણ ગમો, ગુરૂ માટે કેમાલની ચિન્તા, આકાશવાણી, રામાનંદને શરણ કબીરનું જવું.

પ્રવેશ ૩ જો૦—સખીવૃંદ સાથે કેશર ગરબાના આનંદમાં, ગમત અર્થે વર વહુનીર મત રમવાનો સંકેત, કમાલને બોલાવવા સખીનું જવુ, કમાલ ભકિતથી ભજન

અભિલાષી કેશરનું કમાલ પ્રત્યે મોહક થવું, બાદ વર વહુની રમત.

પ્રવેશ ૪ થો૦—ગંગા કિનારાના એક મહાન ઘાટપર રામાનંદનો આશ્રમ, કબીરનું આવવું રામાનંદનો ઉતમ બોધ અભેદવૃાત ગુમાનસિંહનો કબીર પ્રત્યે તિરસ્કારરામાનંદજીનું સમ જાવવું

પ્રવેશ ૫ મો૦—કબીર યવન હોવા છતાં તે સાધુની સોબત અને રામનું ભજન કરે છે તે ન કરવા દેવું; છતાં કરે તો તેનો ગમે તે રિતે નાશ કરવાના વિચારમાં ગુમાન સિંહ, બહુ ફૈલીનું મળવું, તિર્થવાસી સાધુ મંડળ આવતાં ઇર્શાથી કબીર આશ્રમે મોકલવું.

પ્રવેશ ૬ ઠો૦—રામ સીતા સ્વરૂપે શ્રીવિષ્ણુ લક્ષ્મિ, કબીર ભાકત સત્ય છે એમ જગતને જણાવાનો સંકેત, પ્રેમ સત્તાની મહતા, નારદ આવતાં કબીર આશ્રમે જવું.

પ્રવેશ ૭ મો૦—કમાલ સાથે ભજન ગાવા કેશરનું આશ્રમે આવવું, સખીઓની મિઠી મશ્કરી, કમાલ કેશર વચ્ચે સંસ્કારી વાણી વિલાસ, સાધુએ સાથે નિમાની તકરાર અને કમાલનું સમજાવવું, સાધુના હુંજત, કબીરરૂપે રામ અને મજુરરૂપે નારદ સીતાનું ભોજન સામગ્રી લઇ આવવું. સાધુ સંતોષ, ગુમાનસિંહની અજાયબી વચ્ચે ગુરૂમંત્ર લઇ કબીરનું આવી મળવું.

પ્રવેશ ૮ મો૦—કબીર ચિંતામાં ગુમાનસિંહ, નાશ અર્થે ભજન ગાવાનીમશે પોતાને ત્યાં કબીરને બોલાવી લાવવા બહુ ફૈલીને મોકલવો.

પ્રવેશ ૯ મો૦—ગુમાનસિંહનું ઘર, ધગ, ધગતા અંગારાથી ભરેલ ઉંડી ખાઇ કેશરની અજાયબી, પિતા પુત્રીવચ્ચે ચકમક, ક્રોધથી કેશરને કેદ પુરવી, સાધુ મંડળસાથે કબીર કમાલનું આવવું, અગ્નિ ખાઇપર બનાવટી આસન બિછાવી કમાલ કબીરને બેસારવા, કમાલ કબીરનું અગ્નિ ખાઇમાં પડવું, બાદ ફુલહીંડોળામાં અગ્નિ ખાઇનું ફેરવાઇ જવું. ભજન ગાતાં કબીરકમાલનું હીંડોળામાં ઝુલવું. ( ટેબલો )

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો૦—કેશરને કેદમાંથી મુકત કરવા ગુમાનસિંહને વિરમતિનું સમજાવવું, કેશરનો ઘાત કરવા ક્રોધી ગુમાનસિંહનું જવુ, બાદ સિનપલટાઈ કેદી દશામાં કેશરનું ઝુરવું, જયોત પ્રભાસાથે રામરૂપે શ્રીવિષ્ણુનું પધારવું, કેશરનો આનંદ એકાએક કેશરને આશ્રમમાં લઇ જવી.

પ્રવેશ ૨ જો૦—છોકરાંઓ સહીત કબીર આશ્રમે કમાલ રામસેવામાં, રામ રિસામણાં જાણી મના મણાં માટે કમાલના કાલાવાલા, અચાનક કેશરનું આવવું, સર્વનો આનંદ શ્રીરામ મુતિએ સ્વમુખેં દુધ આરોગવું, કબીરનો આશિરવાદ ગુમાનસિંહનો ક્રોધ. ( ટેબલો )

પ્રવેશ ૩ જો૦—કબીરનો નાશ કરવા કરેલ દરેક પ્રયત્ન નિસ્ફળ ગયા, તથા કેશર યવન કબીરની શિષ્યા થઈ આંશ્રમે રહી વિગેરે ચિંતામાં ગુમાનસિંહ, બહુ ફેલીની ઉશકેરણી, ધર્મદાસનું આવવું, કમાલે ધર્મ દાસને પ્રસાદમાં ચોખી મીઠાઇ આપવા માટે સુખડીયાને ત્યાંથી મીઠાઇ લેવા રામદાસને મોકલવો, કબીર આશ્રમે ધર્મ દાસનું મૃત્યુ થાય અને તે તહોમત કબીર પર આવે એ ઈચ્છાથી મીંઠાઇમાં ઝેર મેળવી દેવા સુખડીયાને ત્ય ગુમાનસિંહે સોના મ્હોરો આપી આવવા બહુ ફેલીને મોકલવો.

પ્રવેશ ૪ થો૦—કબીર આશ્રમ સાધુસાથે કબીર રામ ભજનૈમાં, કમાલ કેશરની રામ સેવા, ધર્મદાસનું આવવું, મંગાવેલી મીઠાઇ પ્રસાદ તારકે ધર્મદાસને આપવી, ધર્મદાસની ભેટ ધર્મદાસનું મૃત્યુ સાધુ અજાયબી વચ્ચે ગુમાનસિંહેનું કબીર સહીત સર્વને કેદ કરી લઇ જવું. ( ટેબલો )

પ્રવેશ ૫ મો૦—ધર્મદાસના મૃત્યુથી કબીર કેદ થયા તે અફસોસમાં રામાનંદ, બહુ ફેલી સાથે વાત ચિત, ગુમાનસિંહના કહેવાથી કબીર વિરૂદ્ધ જુઠી સાક્ષી આપવા જતા વર્ણ શંકર બ્રાહ્મણોનું આવવું, રામાનંદનો સદ્‌બોધ અને બ્રાહ્મણ કર્તવ્યનું ભાન કરાવવું, બાદ ગુમાસિંહ સાથે વાદ વિવાદ, રામરૂપે શ્રીવિષ્ણુનું આવી કબીરનો બચાવ કરવા ન્યાય સભામાં રામાનંદને મોકલવા.

પ્રવેશ ૬ ઠો૦—કાશીરાજા શિલનિધિની ન્યાય સભા, કેદી તરિકે કબીર, કમાલ, કેશર અને સાધુ મંડળ, સાક્ષીઓની તપાસ, કબીરને ફાંસીની સજા, કમાલ કેશર અને રામદાસનો, શિષ્ય ધર્મ, ગુમાનસિંહનો આનંદ, રામાનંદનું આવવું, ધર્મદાસ સજીવન, ગુમાનસિંહ હદપાર નિમાની અજ્ઞાનતા દુર અને ન્યાયસભા સહિત શિલનિધિનુ કબીર શરણે થવું ( ટેબલો )

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો૦**—દિલ્હીમાં લોહિશાહની કચારી, શાહ થવા બદલ ખુદાનો ઉપકાર અને રાજ્ય કર્તાના નિયમ પ્રમાણે વર્તવાની દ્રઢતા, દેશનિકાલ ગુમાનસિંહનું આવવું, કબીર વિરૂદ્ધ ઉશ્કેરણી ધર્મપાલક લોદીશાહે કબીરને પકડી લાવવા ગુમાનસિંહસાંથે સિપાઇઓને મોકલવા.

**પ્રવેશ ૨ જો૦**—કાશીમાં ગુમાનસિંહની ભલામણથી કબીરના નામનાં જુઠાં વિશ્વભંડારાનાં આમંત્રણ મોકલી સકળ સૃષ્ટિનાં સાધુ બ્રાહ્મણને કબીર આશ્રમે એકઠા કરવાના પ્રયાસમાં બહુ ફેલી, વર્ણ શંકર ત્રવાડી ત્રીકમજીનું આવવું, આમંત્રણ બદલ મહેનતાણામાં મ્હોરો, ધર્મથી ભ્રષ્ટ બ્રાહ્મણનો સ્વભાવ.

**પ્રવેશ ૩ જો૦**—દિલ્હીમાં ધર્મદાસની પત્તિ સુમતિ, સંતાન સુખમાં મગ્ન, દંપતિ વચ્ચે દૈવિ પ્રેમ પ્રસંશા, કબીરનો સદ્બોધ, કળિજન સ્વભાવ વર્ણન, ગુમાનસિંહનું સિપાઇઓ સાથે આવી કબીરને કેદ કરી લઇ જવા. (ટેબલો)

**પ્રવેશ ૪ થો૦**—લોહિશાહ સનમુખ કેદીદશામાં કબીર, ધર્મ સંભાળવા દબાણ, કબીરની બેપરવાઈ, ધર્મદાસનું આવવું, અચાનક બેડી બંધન તુટવાં, કબીરની ખાલ ખેચવા શાહના હુકમ, પુરખુશાલીથી ગુમાનસિંહે કબીરની જીવતાં ખાલ ઉતારવી, જગંનાથપુરીનાં દર્શન, લોહિશાહ કબીર ચરણે, ગુમાનસિંહનું જીવ લઇ નાસી છુટવું. (ટેબલો)

પ્રવેશ ૫ મો૦—કાશીમાં બહુ ફેલી, ગુપ્તરિતે ગુમાનસિંહનુ આવી મળવું, વિશ્વ ભંડારાની તૈયારી ચિકીત્સા જોવા કબીર આશ્રમે જવું.

પ્રવેશ ૬ ઠો૦—વિશ્વ ભંડારાનું કાર્ય ઉકેલવાના વિચારમાં રામ સીતા રૂપે શ્રીવિષ્ણુ લક્ષ્મિ, નારદજીનું સર્વ દેવ સહીત આવવું કાર્યની વહેંચણી કબીર આશ્રમે જવું.

પ્રવેશ ૭ મો૦ વિશ્વભંડારા મસે ભેગા થએલ સાધુ મંડળ ના ભોજન અર્થે કમાલ કેશરની સ્તુતિ, નિમાનો ગભરાટ, સાધુની ઉતાવળ, શિલનિધીનું આવવું, બાદ કબીરરૂપે રામ અને અન્ય રૂપે સીતા નારદ અને સર્વ દેવોનું આવવું, કમાલ કેશરનો આનંદ, વિશ્વભંડારામાં ભેગું થએલ સર્વ સાધુ સમાજનું ભોજન લેવા બેસવું રામ સીતાનું સર્વ દેવસહીત પાછું જવું, લોદિશાહ તથા ધર્મદાસ સાથે દિલ્લીથી કબીરનું આવવું, કબીરનું અજાણપણું; કમાલની અજાયબી, વ્યવહાર ઉપાધીથી અલગ થવા સ્થુળનો ત્યાગ કરવા કબીરની ઇચ્છા, ઉત્તમ બોધ, ગુમાનસિંહને ક્ષમા, પુલ આકૃતિમાં કબીર સ્થુળનું ફેરવાઇ જવું, વિષ્ણુ ચરણમાં કબીર, ભકિત અભિલાશી સંસ્કારી જન સમુહને યોગ્ય વરદાન, વિષ્ણુ દર્શન, ભકિતનો વિજય અને સર્વની શાન્તિ. ( ટેબલો

# મુખ્ય પાત્રોનાં નામ.



## પુરૂષો.

શ્રીવિષ્ણુ૦..................જગતને કરતા, હરતા, અને સંહરતા સરવેશ્વર. (પરમાત્મા.)

નારદ૦..................શ્રીવિષ્ણુના અનન્ય ભકત. દેવરશી.

કબીર૦..................શ્રીરામચંદ્રના પરમભકત.

કમાલ૦..................ભકત કબીરના શિષ્ય.

રામાનંદ૦..................શ્રીરામચંદ્રના પ્રતાપી ભક્ત અને સમર્થ આચાર્ય.

ગુમાનસિંહ૦..................કાશીરાજા શિલનિધીનો ભાણેજ, રાજ્યનો કોટવાળ, કેશરનો પીતા.

બહુફેલી૦..................ગુમાનસિંહનો સ્નેહિ.

ધર્મદાસ૦..................દિલીનો ધનપતિ, કબીરનો શિષ્ય.

લોદિશાહ૦..................દિલીપતિ સુલતાન.

શ્રીરામ૦..................વિશ્નુંનો પુર્ણ અંશાવતાર.

## સ્રીપાત્રો.

લક્ષ્મિ૦..................વિશ્નુંની વિભુતિ.

૩૭૬૯



નિમા૦..................મુસલમાન ધર્મની સ્ત્રી. કબીરને ઉચ્છેરનાર.

કેશર૦..................કબીરની શિષ્યા. કમાલની સહચરી.

વિરમતિ૦..................ગુમાનસિંહની સ્ત્રી, કેશરની માતા.

સીતા૦..................લક્ષ્મિનો અંશાવતાર.

સુમતિ૦..................ધર્મદાસની ધર્મપત્નિ.

સાધુઓ, સિપાઇઓ, વારાંગનાઓ, બ્રાહ્મણો દેવો વિગેરે, વિગેરે.

સ્થળ૦—વૈકુંઠ, કાશી, દિલ્લી, જગન્નાથપુરી.

---

# કબીરસાબ,

## નાટકનાં ગાયનો.

---

### મંગળાચરણ.

સુત્રધાર૦—વિશ્વાધાર પ્રિયજન ઉદ્ધારકારી
જપી તપી ચિત્ત રસ બસ દ્યુતિ
અજબ અખિલ પ્યારા છો...........
વિશ્વનાથ જગજયોતિ શ્રેષ્ટ છો
ગુણ ગણ દિસો વિભૂ અનંદ દાતા, ચિત પ્રિયકર (૨)
ભિતિ ભવ હરતા, વ્યાપક છો
અજર અમર ત્રય ગુણથી રહિતપર
પ્રણવરૂપક છો.................

નટી૦—
હરિહરતો, ઉરેઠરજો, સુખી કરજો ભરિ ભંડારો (૨)
નટવરતો, ભયહરજો, કૃપાવરદ્દો, અમને પ્યારો
પ્રભુતારો...ના વિસારો......................હરિ
જાપ અમાપ કરી કરી રાચિયે
યાચિયે સર્વ મળી નંદલાલા
વ્હાર કરી પ્રભુ પાર ઉતારજો

સારજો સવ મનોરથલાલા.

સાર સરવનું આપછો રામજી આશરો છે તમારો...હરિ

૧

પરિઓ૦—

કજરારી કારી અખિયનમેં નિકી પલક ઝલક દરસત
રંગ ઢંગ..............................(ટેક)
સોદ્રગમેં તાદ્રષ્ય રસ ઝલકત પલકત
સરસ અધર મુખ અમૃત—
ચંચળ ચપળ વિકળ ચિતવત રસ—(૨)
રાજી રાજી હાજી હાજી કરકે રસિલી ચલી
ડગર નિડર હોકે નંદકે ભુવન....................કજ
(સારીગમ)

૨

નારદ૦—

પ્રભુ સંત વિરલા કોક, પરદુઃખ ભંજન કહેવાતા,
બાકી સઉ સ્વાર્થે અથડાતા..................ટેક
બાર દિસે રાતામાતા, હૃદયથી મલિન મદમાતા.
જોઇ પરસુખના ખુશી થાતા, હરામિ હરામનું ખાતા.
હાડ હાડ થઇ સ્વાન સમાતે. ઘરઘર અથડાતા.
પ્રભુ નામે જે અથડાતા :................ પ્રભુ

સ્વાર્થની પ્રીતી જહાં ત્યાં વ્યાપ્ત છે'
પરમાર્થમાં નહી પ્રીતી આ સંસારમાં ( ૨ )
ગોથાં ખાતા અથડાતા, અતિ રિબાતાને દુઃખી થાતા
........પ્રભુ,

૩

રાસમંડળ૦—

મોહપામિ રામાએ, નિર્ખી ઘનશ્યામ પિયા
ત્રિભૂવન પતિ નાથ છે આપણી સંઘાથ
રસિક રાસ રમિએ..............................ટેક
રસિકાઓ ચાલો સુંદર સાથૄ રમિએ.........મોહ
દિવ્ય બ્રહ્મ સ્વરૂપ રામ. સુંદર આજ છાજે છે,
સર્વે લોક માંહી રૂડો હર્શનાદ ગાજે છે,
સાક્ષિ હૃદયના, હેતુ ઉદયના, ઘોષવિજયના,
રામ શ્રી ઘનશ્યામ સાથે રાસ રમિએ...............મોહ
શર દેંદુ વિષ્ણુ મુર્તિ, જોતાં લજ્યા પામે રતિ
સઉ ગોપી ઉર આનંદે અતિ, મોંહયા મુનિવર જોગીજતી
સર્વ સુંદરિ લળી લળી પ્રભુ પાંયલાગતી
અશ્રુ ભરિ જાણ્ી હર્શે ઠરી હૈયે શ્યામ રાચતી
રાધારમણ ભવનું ભ્રમણ હરણ એવા અશરણ
શરણ નાથ સાથ રાસ રમિએ
રસિકાઓ ચાલો સુંદર રાસ રમિએ...........મોહ

૪

કબીરજી—

રામ નામ સાચું ભાઇ, રામનામ સાચું;
રામજીનું નામ જો ન લીધું, અંતે ફાટયું રેશે ડાચું ટેક
અંધા ઉંધા ધંધા છોડી, પ્રભુથી લે પ્રીતી જોડી;
નહીં તો જમદવાર જાતાં, તારૂં તો કપાશે ડાચું-રામ
મિથ્યા માયા મમતા ત્યાગી; શ્રીહરિ ભજો સહભાગી;
રામજીની તાળી જેને લાગી, ધન્ય તેને ચરણે રાચું-
રામ.

૫

સાધુઓ૦—

રામ લે, લાગી, ભજન લે, લાગી; કબીરાની માડી
કબીર બગડયારે એતો રામ લે, લાગી........ટેક
વનકેરી સોબતે; લિંબડ બી બગડયા;
બગડયા બગડયારે માહીંથી ચંદન નિપજાયા—કબીરા
છાશકેરી સોબતે, દુધડબી બગડયાં;
બગડયાં બગડયારે માહીંથી ઘ્રત નિપજીયા—કબીરા
પાણીકેરી સોબતે, પથ્થરબી બગડયાં;
બગડયા બગડયારે માહીંથી હીરા નિપજીયા—કબીરા
સાધુડાની સોબતે, કબીર બી બગડયાં;
બગડયા બગડયારે માહીંથી સંત નિપજીયા—કબીર

૬

કબીર-કમાલ૦—

સદ્‌ગુરૂ વિણુ જય ન થાય,
ગુરૂ વિણુ રામ ના ભજાય
ભક્તિ કરી સહુ અફળ જાય--
થાય શ્રી વિશ્વપતિ ન સહાય,
ગુરૂવિણુ જ્ઞાન નવ પમાય,
નિર્ભય ચિંતન શુદ્ધ થાય.
જીવ સહાય ભવ મુંઝાય ( ૨ )
નિત્ય નિત્ય ચિત્ત તેનું ચિરાય
ભવ અટવાય અંતે પસ્તાય..................સવ

૭

કેશર સખીઓ૦—          (.ગરબો )

હાંરે રંગ રેલી હાં રસિયા અનંગમાં ( ૨ )
લાગી તાલા વેલી મારા અંગમાંજી રે—          હાંરે
બાળા બની બહુ બ્હાવરી, વિરહે વ્યાકુળ આજ;
કુસુમ કળિ ભોગી વિનાં, કરમાતી હે રાજ.
રહેવાં ઉચ્છરંગે આતુર અલબેલી
વ્હેલા ચાલો વ્હાલા જુઓ બાળા બની ઘેલી હોજીરે
સુંદરિ બહુ કામ જંગમાં......................હાંરે,

ચદ્રતણાં દર્શન થકી, કુમુદ પ્રફુલિત થાય;
તેમ રસિક રસીઓ મળે, અંગઆનંદ ઉભરાય.
ધિર ન રહે સ્થિર ચિર મસ્ત છે બનેલી,
આપણાજ પ્યારતણા તારમાં છકેલી,— હાંરે,
ખીલતી આ કુસુમ કળી ( ૨ )
સલુણા શ્યાણા છુટશો • નહીં
રમ્યા વિનાં કામ રંગ આ..................હાંરે,

૮

કેશર૦—

વ્હાલા કમાલ, તમ પરહું વારી વારી બલીહારી...ટેક.
દયા કરી દયો દિદ્દાર, પ્રાણ આધાર, જીવનહાર,
દાસી છું તમારી..........................વ્હાલા,
છોડિલા કામણગારા, લટકે લોભાઇ લાલા;
આવો ભક્ત રાજ ભોળા, નેહે નિખું રોઢિયાળા,
અંતર આરામ આવો, વલભ અર્પું વરમાળા—
......વ્હાલા,

૯

સખીઓ૦—

દુધે તે ભરિરે તળાવડી, મોતિડે બાંધી પાળ;
ઇશ્વર ધુવે ધોતિયાં, પારવતિ પાણીની હાર,
હળવા તે ધુચો સ્વામિ ધોતિયાં, ભિંજાશે હમારાં ચિર;

૯૮

અમ્થેર દાદોજી રિસાળવા, માતાજી દેશે ગાળ,
નહીં તારો દાદોજી રિસાળવા, નહીં માતા દેશે ગાળ.
આ પણ બેઉ મળો પરણસુ વૈશાખ મહીના માંય.

૧૦

કબીર૦—

રામજી કરે તેજ સાચું, તેજ સાચું તેજ સાચું રે,
મારા રામજી કરે તેજ સાચું
જગમાં જન્મિ ભુંડા, રહુન કરો રામજીનું;
એ વિનાનું જીવવું બધું કાચું ( ૩ ) રે.........મારા..

૧૧

રામનંદ૦—

રટણુ કરી લે રૂડા, રઘુપતિ શ્રી રામજીનું
જો ભવ પાર જવાનું ધારે—
કહેવામાં શુર દેખ્યા કંઇ દુનિયાં માહીં
કરતા વિરલા કો સંસારે—
હુંને મારૂ માની માનીજે મિથ્યા ભટકેતે
પહોંચે નાહીં કિનારે—

૧૨

શ્યામાનંદ૦—

સંતો, દેખો હૃય વિચારી (૨)
ચારે પુરૂષ ચારે નારી—
સમ સર્વત્ર ઘટોઘટ બોલે, જેનું ચરિત રામ
તેનો થાહ કેમકરી લઇએ. નામ અનુપાન વરણુન રૂપારામ
—સાધુ
ભુલનહીં મન અરે નર ભોળા શું તારા શું મારા રામ
રામખુદા શક્તિ શિવ એકજ મનના ધોખા નિરાળા રામ
--સાધુ

૧૩

સાધુઓ૦—

ભાઇ રટણુ કરીલે રૂડા, રઘુપતિનું આ ભવસિંધુથી તરવા;
આ માયાથી ઉગરવા રે, રામ——ટેક
મનુષ્ય જન્મ આ અમુલખ મળિયો, તેનું સાર્થક કરવારેજી
જળો જથા મનથી મુકીને રામકૃષ્ણને રમરવા, આ
માયાથી ઉગરવા રે. રામ–
હરિ ગુરૂ સંત તણી શેવા કર, જીવ પદને દુર કરવારેજી;
રામકૃષ્ણ રહે માન જ જાુદા, ભિતિ ભય સંશય હરવા,
—આ માયાથી ઉગરવારે, રામ

૧૪

સાધુઓ૦--

રામજીકા ભોગ લગાવનાં.
માલ તાલ ખાવનાં ઉડાવનાં———ટેક
લડુ પુરી માલપુઆ, શિરા બરફી દહિંકા મઠ્ઠા
મોતિ સુર પેટ ભરકે, પાવનાં ઉડાનનાં........રામ.
અન્ન વસ્ત્ર દછનામે, પકવાન ન્યારે ન્યારે;
ખુબ ખાઇ દંડ પીછે. પીલનાં પીલાવનાં......રામ.

૧૫

સીતા૦--

રામજી પ્યારા, હ્રદય આરામ છો વ્હાલા;
પીયુજી મારા, જીવન આધાર છો લાલા———ટેક
દયા સિન્ધુ ગહન, ગામિ;
દિન બન્ધુ, અનંત નામિ;
ગમિએ, રમિએ નમિએ;
અદ્ધમ ઉદ્ધારણ જગસ્વામિ,
આપ કૃતિમાં મસ્ત ખામી;........................રામજી
નારદ શારદ, સુરવર મુનિવરૂ;
સનકાદિક, ભંજતા નિત્ય નટવર..... ............રામ,

૧૬

નારદ૦—

સીતાપતિ રામ, પુરણ કામ, રહી નિષ્કામ
આઠે જામ ભજો— ટેક
સાર માહીં સાર, શ્રી જુગદાધાર, આ સંસારમાં મોરાર છે
એક તેને ભજો—
સ્વયં વિશ્નું તરણ તારણ, મોર વિદારણ કષ્ટ નિવારણ
સંત વિપ્રને ધેનું પાલન, એવા શ્રી અશરણ શરણ
ઘનશ્યામને ભાઇ સમજી ભજો—

૧૭

નારદ—સીતા૦—

આનંદ સાગરમાં રમિએ રે—
હરે ભૂમિ ભાર, નિર્વાકાર, ખંમ ભ્રંમ..........ટેક
શ્રીધર્મની જય કર્મમાં, હિન ધર્મિની જ્ઞાનિલયો
માનીરે———
રક્ષા કારણ ધર્મની, કરે અધર્મનો નાશ;
જગ સુખ કારણ અવતરે, યોગેશ્વર અવિનાશ.
ભકતતણા પ્રભુદાસતો, ગીતા ગીત જ્ઞાનિ લ્યો
માનીરે—

૧૮

કેશર૦—

વારીરે, વ્હાલમજી ભકતબાળ— ટેક
સુખના ભાગર શ્યામ સલુણા,
મારા શિરતાજ લાલ.—
ભોળા છો આપ સ્વામિ, રૂપાળા ગુણુના નામિ;
ભાળિ ભકિત આપની સ્વામિ, લોભાણી છુ અંતર નામિ
મિઠી મધુર કળી, ખીલ્યા વિણુ રહી છે ઝુલી (૨)
રસ ભોગી રસિયા આવો, વેગે વ્હાલા વિકસાવો.
બની ગુલતાન લઇ જગલ્હાણુ કરો કલ્યાણુ સ્વામિ વ્હાલા

૧૯

સખીઓ-કેશર૦—

અરે વાટ, રે વાટ, શું મસ્ત બની પીયુ પ્રેમે—
નવ સમજો અલી અરે અજાણી બાપુડી એ નેમે;...વ્હારૂ
શિદને સાહેલીઓ મને શરમાવો પડું પાય હું તમને;
વ્હાલ વિસારી બાઇ બાળ પણાનું આમ કેમ જવાનું ગમે
આ અછુટ વેંણી વિંખાશે,
આ અધર થકી રસ ચુંસાશે,
આ નવલ ચિર ત્યાં ચોળાશે,
આ શરિર રમ્યતા લુંટાશે,
પણ અંગ રંગથી રેલાશે—મસલસે જવાહયો મને—

૨૦

કેદાર—કમાલ૦—

ચાલો સુંદરવર શ્રી રઢિયાળા છોગાળા;
ભજો રામ રહૃયથી હેબાળા લઇમાળા.—
ઝાડ પાડ વેરાન વહુન કરી, સરિતા સાગરમાં મળતી;
પામે પ્રાણી તેમ, અચળપદ, વળે વૃતિ પ્રભુ મહીં આત
કામણગારા વાંહઘુતારા મિઠું બોલી છેતરનારા
સુખકરનારા દુ:ખહરનારા જગનાપ્યારા મોક્ષદેનારા
પ્રીતમ પ્યારા.
પ્રાણ હમારા શ્રી પ્રભુ રઘુ કુળનાલાલા
વ્હાહ વ્હાલા.
રંગભિના પીયુજી પ્રેમાળા મારાલટકાળા——

૨૧

કેદાર૦—

પામિ નિંજનાથરે, પામિ નિજનાથ
હૈયાતણો હારરે, પામિ નિજ નાથ.
વિશ્વ બજારે પ્રેમની પેઢી,
તેને જડયાં કસોટી કમાડરે—પામિ.
રામકૃપાએ-ગમ કુંચી લાધી,

ખુબી કરી ખાંતે મેં તો ખોલ્યાં એ કમાડરે—પામિ.
જુક્તિથી જોઇ મ્હોરી પ્રીત પટોળી,
ઓઢી રાચું નાચું નિત્ય ગુરૂજીને દ્વારરે—પામિ.
સાથી કમાલ સંગે રમતાં રંગાણી,
ટળી ગયો ભવ દુઃખ ભારરે—પામિ.

૨૨

સાધુઓ-કબીર૦—

ભજીલે શ્રીરામ, મુરખ હો! મંનવા.
આ ભવ જળ તરવા, શિરપર ઘુમે જમરાયજી—
ગર્વ મહી ગાજે, પરસુખ દેખી દાઝે.
હરામિ નલાજે, પાછળ પસ્તાવો પુરો થાયજી—
પાપી પલીત પાડા, ખાંતે શીદ ખોદે ખાડા.
અંતે એ આવે આડા, પુરાન કુરાન પ્રીતે ગાયજી—
આંખ તું જોને ખોલી, દેહ મનુષ્યા છે અન મોલી.
દુનિયાં સહુ રહીછે ડોલી, રહયો મુઢ તેંમાં શું લોભાયજી
વ્હાર કરેલી વ્હેલી, મુસાફરી છે આ છેલી.
ભાવે ભર ભક્તિ થેલી, દિન કબીરો મુખે ગાયજી—

---

૨૩

વિરમતિ૦—

મન તરંગ મન મસળની, મન મધ્યે અથડાય;
સાગર લ્હેરો લક્ષ થઇ, સાગર માહીં સમાય.
ક્રોધ પતિનો ના સમે, 'સમજે સુતાન લેશ;
ત્રીશંકુ ગત માહુરી, શ્યેનાળું સઉ કલેશ
રામજી આવોરે, બાળાને બચાવો રે;
ઝુરીમરે દિન રે,ન—                    ટેક
પુત્રીતન પતિ ત્રસિતાવે, અધિક રોષથી પ્રાણુ રિબાવે;
આપ વિનાકો છોડાવે, દયા દરસાવોરે—રામજી

૨૪

વિરામતિ૦ ગુમા૦—

ધરો શીદ ગર્વ અરે ! પતિ આત ઉર મહીં,
જશે ગર્વ. મરડાઇ............
કુમતિ નિવારો જરા, સુમતિ સંભારોનહીં
થશે દશા દુઃખદાઇ...........
વાંસ અતી વન વાંસનું બાળે,
(તેમ) ગર્વ અગ્ની તમ તન પરજાળે.
જાઓ નર્કઠ નારી-લવારીન કરકાંઇ—ધરો.

માઝું ઠાર નિરધાર હવે જઈ
કલંકી ઠરશો—ભુંડાઇ ભરશો.
છો કલંકી ઠરૂં કૈયા ભરૂં મલે હુ ભુંડાઇં
(પણ) સુતા કાંળ સુખદાઇ—ધરો

૨૫

કેશર—

રેલ્યો સુખ સાગર પુર, આનંદ કોડ દિવાળી;
દુઃખ થયાં દુર આજે, મળિયા મોહન વનમાળી-
પુણ્ય પરિક્ષક પોષક, ગરિબ'નિવાજબેલી;
નિર્ખું નયણે રઢિયાળી, મુર્તિ કેશવ કરુણાળી
પાંપચુંજ નાખેબાળી, દે છે ભવબંધન ટાળી......રે

૨૬

કમાલ—છોકરાં૦—

અવિનાશી આવોરે, જમવા શ્રમહરિ;
જમાડું જીવન રે, પ્રભુજી પ્રીતધરી—
સિંહાસન ઢાળ્યાં રે, બિરાજો બહુનામિ;
શિતળ જળ સિંચી રે; નવારૂં જગસ્વામિ.—

પીતાંબર પ્હેરાવી, ભાલે તિલક કરૂં;
ભાવે ભૂધરજીરે, ભોજન થાળ ધરૂં.—
પકવાનો પુર્યારે; મનગમતાં વ્હાલાં;
જમો જુગતે થીરે, લાડકડા લાલા.—
સારૂં કે નરસુંરે. જોઇયેં તે કેજો;
જમી જળ પીનેરે, પાન પછી લેજો.—

૨૭

કે૦ક૦છો—

શિદને રિસાયા મારા શ્યામરે, પીયો પય રામજી પ્યરાજી
સ્નેહુની સાકર મિઠી, ધોળીધન શ્યામ માંહી;
ઉર્મિ એલચીઓ ગુણવાનરે—પીયો,
વ્હાલ વાટકડે વ્હાલા, પિરસ્યાં પય પ્રીતે રીતે;
કરે ગ્રહો કૃપાના નિધાનરે—પીયો.
જે કરૂણાથી ચાખીયાં. બોરાં ગોરસ નાથ;
ભાજી તાંદુલ ...થી, હરિધરી નિજહાથ.
તેરે કરૂણાથી કેશવ, સત્વર સિયાવર સુંદર;
સ્વિકારો શામળીયા મુકી માનરે,—પીયો.
વાર કરીને વિઠ્ઠલા, ટળાવો શું તાત;
અ તને રેશે ઓરતો, દુરિજન કરશે વાત;
દાસ કમાલ કેશર, વિનવે શિર નામિ સ્વામિ;
ભાવના ભુખ્યા ભગવાનરે,—પીયો.

૨૮

કમાલ રામદાસ—

ખોટી સહુ ક્રિયા ભાઇ, સાચી સગાઇ. રામતણી
જીવ જાણુનાતા,
પરમપદ માણુના તો, લહે સુખલ્હાંણુ નાતો—ખો૦
રામ રામ સઉ કોઇ કહે, દલસત કહે ન કોઇ;
એકવાર દલસત કહે, તો કોટ્ટે યજ્ઞ ફળ હોઇ.
કનક મંદિર મ્હોલ આરસ, ચોગરદંમ કમાન;
(પણુ) સિયારામના ભજનવિણુ, ભલું એહુ થકી રાન.
ધન્ય જેણે રામ કળ્યા છે, પુન્ય ફળ તેનાં ફળ્યાં.છે;
શુભ પંથ એહુ વળ્યા છે, તોજ જાણો રામ મળ્યા છે.
જીવ્યાની ન કંઇ વડાઇ, જે દુઃખ દાઇ દશ ફસાઇ
પ્રરમાનંદ સુખ માણુનાતો..................ખોટી;

૨૯

કબીર૦ સાધુઓ૦—

કુંજર ગુરૂજીને પુછો, આવું રૂડું જ્ઞાન બતાવે રે હરી;
એતો ભાઇ લોભી મંનને સમજાવે રે— કુંજ
હંસા મુકીને કોણુ, બગલાને ચાહે જી. જી.
એતો બગલા બાહેર ધોળાને મનનામેલા રે (૨)...કું.
પારસ મુકીને કોંણ, પથ્થરાને ચાહે જી. જી.
એતો પથ્થરા બાહેર ભિનાને અંદર કોરા રે (૨)...કું,
કેશર મુકીને કોંણુ, કેસુડાને ચાહે, જી. જી.
એતો કેસુડાં, અંગે રૂડાને મોઢે કાળાં રે (૨)...કું.

૩૦

રામાનંદ૦—

રે મન સાધ થયું ચાહે સિદ્ધ થયુ રે—
મારૂં દિલ મોહન તારે સંગ લાગી રહ્યું રે......રામ
કળજુક કાળું વાદળ છાયું રે,
પ્રીત પુરાણી નવું સ્થળ રચાયું રે,
જેમાં સદ્‌ચિંત્તી હુવે ચિત વત્‌ યહ જગમાં
સ્મરૂં નૃંહરનેજ સતત્‌છે નહી કાંઇ નવુંરે.........રામ

૩૧

નારંગ૦—

શ્રીધર રઘુવર તિલક ભાલ, નટવરગોપાલ,
મનશ્રી ગીરધરલાલ—
ભુધર સુખકર જગતપાલ નૃપ દુઃખ જંજાળ હર,
હિતકર વિશ્નુ દયાલ—
તુમ ધા કિડ ધમ ધાધાધા, દુમ ત્રકધા ત્રકધા તાતાતા
ક્ષુમ છ નનનનન તુમ તનનનનન ધાત્રક ધિનીતક
તકધુમ કિડીતક મકથૈ મકથૈ
નાચો ગાઓ મલી આવો રિઝાવોને આજ
મહીપાલ———
સા સાગરેસા. સાની નિસાની ધધ ધધની ધપપ
પપ ધપ મમ મમ મરઃ ગગરે સારેગ સા.

———